# ફેર્ડીનાન્ડ અને લૂંટારા

મનરો લીફ પર આધારિત



# ફેર્ડીનાન્ડ અને લૂંટારા

મનરો લીફ પર આધારિત



ફેર્ડીનાન્ડ એક બહુ શક્તિશાળી યુવાન આખલો હતો જે સ્પેન માં રહેતો હતો.

એ બહુ શાંત અને  વિનમ્ર હતો. એ અન્ય યુવાન આખલા ની જેમ લડવા ચાહતો ન હતો.

એને બસ એના મનગમતા બૂચ ના ઝાડ ની નીચે ચુપચાપ બેસવાનું અને ફૂલો ને સૂંઘવાનું પસંદ હતું.





એક દિવસ ફેર્ડીનાન્ડ ભૂલ થી
એક મધમાખી પર બેસી ગયો.



મધમાખી ના ડંખ થી એ રોકેટ ની
જેમ દોડયો!

એણે બાકી ના યુવાન આખલા ને બહુ પાછળ છોડી દીધા.

આખલા ની લડાઈ ના અખાડા માં થી થોડા લોકોએ ફેર્ડીનાન્ડ ને બહુ તેજી થી દોડતા જોયો.
એને ફેર્ડીનાન્ડ બાકી બધા આખલા માં સૌથી જુસ્સાદાર લાગ્યો.



એટલે એ ફેર્ડીનાન્ડ ને આખલા ની લડાઈ માટે મેડ્રિડ લઈ ગયા.







પણ ફેર્ડીનાન્ડ ત્યાં જઈને લડયો નહીં.
થોડા લોકોએ અખાડા માં ફૂલો ના ગુચ્છા ઉછાળ્યા હતા.
ફેર્ડીનાન્ડ જમીન પર ચુપચાપ બેસી ગયો અને ફૂલો
ને સુંઘવા લાગ્યો.



મેટાડોર ને એ જોઈ ને બહુ ગુસ્સો આવ્યો.
એણે એના પગ જમીન પર પટક્યા.



એને બહુ ડરાવ્યો-ધમકાવ્યો.



અંતે એ રડયો અને રાડો પાડી.



એણે બહુ યાચના
કરી. પણ ફેર્ડીનાન્ડ
ટસ-નો-મસ ન થયો.



ફેર્ડીનાન્ડ ને અપમાનિત થઈ ને અખાડો છોડવો પડયો.



ફેર્ડીનાન્ડ  એના રેન્ચ પર પાછો ફર્યો.
એ ફરી ઘરે આવીને બહુ ખુશ હતો.
ખેડૂત ના બાળકો ફેર્ડીનાન્ડ ને જોઈને બહુ રાજી થયા.

બાળકોએ ફેર્ડીનાન્ડ માટે ફૂલો
નો એક સુંદર બગીચો બનાવ્યો.
એણે ફેર્ડીનાન્ડ ને ગમતા બૂચ
ના ઝાડ જેવા જ ફૂલ લગાવ્યા.

રોજ બપોરે ફેર્ડીનાન્ડ આડોસ-પાડોસ ના બાળકો ને ફરવા લઈ જતો હતો.
ફેર્ડીનાન્ડે એક વાર માં ચૌદ બાળકો ને એની પીઠ પર બેસાડી ને વિશ્વ રેકોર્ડ બનાવ્યો.





ફેર્ડીનાન્ડ રેન્ચ પર પણ કામ કરતો હતો.
સવાર ના સમયે એ ખેતર માં એના માલિક એન્ટોનિઓ ને ખેતર ખેડવા માં મદદ કરતો હતો.
ફેર્ડીનાન્ડ એટલો શક્તિશાળી હતો કે એ એક સાથે બે હળ ને ખેંચી શકતો હતો.

ક્યારેક-ક્યારેક એ પથરાળ જમીન ને સાફ કરવામાં પણ મદદ કરતો હતો. એ એના શિંગડા થી મોટી-મોટી ચટ્ટાનો ઉપાડી શકતો હતો અને એને ઉછાળી ને પથ્થર ની એક સુઘડ દીવાલ બનાવી શકતો હતો.



સાંજે ચુપચાપ એ એના મનપસંદ બૂચ ના ઝાડ નીચે બેસતો હતો. ત્યાં એ ફૂલો ની ભીની-ભીની સુગંધ સૂંઘતો હતો.

રવિવારે એના માલિક નો પરિવાર ચર્ચ જતો હતો.

ફેર્ડીનાન્ડ બગીચા માં રહેતો હતો.

એ બહુ સાવધાન રહેતો અને ક્યારેય ફૂલો પર
એના પગ પડવા દેતો ન હતો.

એક રવિવારે જયારે પરિવાર ચર્ચ ગયો હતો ત્યારે
બે લૂંટારા આવ્યા.

એ લૂંટારા ઘણા અઠવાડિયા થી પાડોશ માં ચોરી
કરી રહ્યા હતા.



"જો! ત્યાં એક મોટો આખલો છે!" ટૂંકા અને જાડા
લૂંટારા એ કહ્યું.

"એ તો ફેર્ડીનાન્ડ છે," ઊંચા લૂંટારા એ કહ્યું.

"ફેર્ડીનાન્ડ, લડવાની મનાઈ કરવા માટે પ્રસિદ્ધ છે.
તું એની ચિંતા ન કર."

લૂંટારા ફેર્ડીનાન્ડ ની પાસે થી પસાર થયા.
ફેર્ડીનાન્ડે એને જરાય પરેશાન ન કર્યા.
એણે લૂંટારા ને ફક્ત મૈત્રીપૂર્ણ સ્મિત કર્યું.

લૂંટારાએ એનું વેગન ખેડૂત ની મોંઘી અને
સારા-માં-સારી વસ્તુઓ થી ભર્યું.

હવે એ જવાની ઉતાવળ માં હતા.
લૂંટારાએ નજીક નો ટૂંકો રસ્તો
લેવાનો નિર્ણય કર્યો.
એ તેજી થી ફેર્ડીનાન્ડ ના બગીચા
તરફ આગળ વધ્યા!

ફેર્ડીનાન્ડે એને રોકવાની બહુ કોશિશ કરી.
પણ લૂંટારા ફક્ત એના પર હસ્યા.



વેગન તેજ ગતિ થી બગીચા માં થઈ ને નીકળી.
ફૂલો નો બગીચો નષ્ટ થઈ ગયો!

ફેર્ડીનાન્ડ ને બહુ ગુસ્સો આવ્યો!

એણે નસકોરા ફુલાવ્યા. એણે જમીન ઉપર જોરથી પગ પછાડયા.

એ લૂંટારા ની પાછળ દોડયો!

લૂંટારાએ ખેતર છોડી દીધું અને સમયસર દરવાજો જોરથી બંધ કરી દીધો!

ફેર્ડીનાન્ડ લોખંડ ના દરવાજા સાથે ટકરાયો.





એ લગભગ
બેભાન થઈ ગયો.



ચર્ચ થી પાછા ફરતા ખેડૂત ના પરિવારે
લૂંટારા ને જોયા.
ખેડૂત ની પત્ની એ લૂંટારા ના વેગન માં એનું
મીણબત્તી રાખવાનું સ્ટેન્ડ જોયું!



એન્ટોનિઓએ એનું વેગન
ઘુમાવ્યું અને લૂંટારા નો પીછો કર્યો.

એન્ટોનિઓ લૂંટારા ની
સાથે થઈ ગયો.

એણે એને ઉભા રહેવા
માટે બૂમ પાડી.

એક લૂંટારાએ એની મોટી પિસ્તોલ કાઢી.

"ઘોડા ની લગામ છોડી દે અને તારા હાથ
હવામાં ઉપર ઉઠાવ," એણે આદેશ આપ્યો.
"અમારો પીછો કરવાની કોશિશ નહીં કર."

ફેર્ડીનાન્ડ હજી પણ લૂંટારા પર બહુ ગુસ્સે હતો.

એને ખેતર માંથી બહાર નીકળવાનો એક બીજા રસ્તા ની ખબર હતો.

એ ખેતર માં થઈ ને દોડયો ...

અને એણે એક જૂના લાકડા ના દરવાજા ને તોડી નાખ્યો!

જેવા લૂંટારા ચાલ્યા ગયા, ખેડૂત ના છોકરા
ને દૂર એક ધૂળ નું વાદળ દેખાયું.

વાદળું ખેતર માં થઈને આવતું હતું.

એ ધૂળ ના ચક્રવાત જેવું લાગી રહ્યું હતું

- પણ વાસ્તવ માં એ ફેર્ડીનાન્ડ હતો!

ફેર્ડીનાન્ડ લૂંટારા ના વેગન ને પાછળ થી
રેલવે ના ભારે એન્જીન ની જેમ ભટકાયો.
વેગન ના ટુકડે-ટુકડા થઈ ગયા.

લૂંટારા ઝાડ તરફ ભાગ્યા પણ
ફેર્ડીનાન્ડે લૂંટારા નો પીછો કર્યો.

લૂંટારા બચવા માટે ઝાડ પર ચઢી ગયા.
પોલીસ ના આવવા સુધી ફેર્ડીનાન્ડે
ઝાડ નીચે પહેરો ભર્યો.





પોલીસ લૂંટારા ને ધરપકડ કરીને લઈ ગઈ.

ફેર્ડીનાન્ડ એક હીરો હતો!
નગરવાસીઓએ એના સન્માન
માં એક પરેડ નું આયોજન કર્યું.
કારણકે હવે શહેર ના લોકો
લૂંટારા થી મુક્ત થઈ ગયા હતા.